# હરિશ્ચંદ્ર તારામતી.

## નાટકનાં ગાયનો.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**બુકસેલર સાકરલાલ બુલાખીદાસ.**

ઠે. રીચીરોડ— અમદાવાદ.

શ્રી ભાગ્યોદય પ્રીન્ટિંગ પ્રેસમાં "જેઠાલાલ દેવશંકર
દવેએ" છાપ્યું. ખાડીઆ— અમદાવાદ.

સંવત ૧૯૭૬. સને ૧૯૨૦.
આવૃત્તિ ૨ જી. પ્રત ૩૦૦૦.

કીંમત ૦—૨—૦

# હરીચંદ્ર તારામતીના નાટકનાં ગાયન.

વારાંગનાઓ—મેઘરાયની સ્હાયથી આ સૃષ્ટી સહુ,
સૃષ્ટી પર વૃષ્ટી ઝુમ છનનનનન.
ધડ ધડ ધડ ધડ ધડ ધડ ધડ ધડ ધરાપર ધનનન(૩)
ગડડડ ગાજે ભડ ભડ અવાજે, (૨) ચમક અહા !
ચમકઆ ! ચમકઅહા ! ચમકે વીજળી શી ! ! મેઘ૦

ઈંદ્રદેવ— સકળ સૃષ્ટી શાંતી અચળ, સુઘડ નવીન પ્રેમ,
સરસ રંગ રાગ સંગ શુદ્ધ સુખકંદ—સરસ,
અમ્મક વાસના અવાસ, જ્યાં નજરી સર્વપાસ,
અકળ પુન્યનો પ્રકાશ, શુદ્ધ સુખકંદ—સકળ.

વશીષ્ટમુની— સુંદર સુર્યવંશી હરીશ્ચંદ્ર રાજા,
ધર્મ તત્વમાં સમય વ્યય કરનારો,
શુદ્ધ ટેકમાં સત્ય વચનમાં સરસ એક શીળ વ્રત ધરનારો
પ્રેમ થકી નીજ પ્રજાહીત માંહી આપ, હિત વીચારી
સ્વર્ગ મૃત્યુ કે પાતાળ વિશે કોઈ નથી અન્ય,
સત્યવાદી દાને શુરો ચિત્ત હરનારો

વીશ્વામીત્રરૂષી—નથી ટેક ટકી કોની એ ટકાવે શું ?
ટકાવે, ટકાવે, ટકાવે શું ? નથી.
એકટેક છોડવાને નથી હું સમાન કોઇ, કે રીતે સત્યબચાવે નથી

વશીષ્ટ નારદ જે મિથ્યા કુલાયે, અરે એતો શું મને હરાવે નથી
નારદમુની ગુણ ગીરીધર જગ દુઃખ હરલક્ષ્મી રમણ સ્મરણ છે ખરૂં
જગત સકળમાંથી પ્રપંચી, દુઃખ જેમાં વિસર્યું,
દીસેછે નીરાકાર શ્રી ગાંખેશ નીરંજન દ્વારઅમરરસ ભર્યું

રોહીત—દીશે અપાર વૃક્ષ સાંગ વેલીથી ઘટા;
મળી પરસ્પર બની શી ઘટ્ટ છટા—દીશે૦
વિવિધ પ્રકારે વનસ્પતીની બુટાવાળી સાડી
ધરી ધરીએ શોભીત રંગે પ્રીત બતાવી ઘાડી
વધેલ ધારી હોય શુદ્ધ કેશની લટા—દીસે
હર્ષ વધારે વાસ મનોહર શીતળ રહાયે.
રાયા આસા વૈભવ આ સુખ આગે ગોથાં ખાયે,
જોઈ અંગના તરંગ સર્વ ઉલટયા—દીસે.

નેપથ્યમાં—જનની સુત વીણ બની અતી દુઃખીત
ગુપ્ત હ્રદયમાં સમય વિતાડો
પણ સુત ચાલી માતથી આડે દુર નીત્યે કાડે,

રોહીત—સ્વપ્ન અશુભ થયું દીસે છે જનની ચિંતે,
ચુપ વ્યાપી ચીંતા વદે વાણી વીપરીત.
કરમાયેલું જણાયે મુખ કોઇ રીતે,
અતીશે બની ઉદાશ ઇંદ્રીઓ શ્રમીતે.
ગભરાટ ? વધાયેં કે સ્વપ્ને ભયણી.
માંડું છું ચુકાવવા તેથી મતાને હું ચીતે.

ઋસીઓ—જાગો તજી ઉંઘ ભાઇ, જુવો સંધ્યા છવાઈ,
દીનકર અસ્ત દીશાયે પધાર્યા શીતળ રાત્રી દર્શાઈ
મંદ સુગંધી તસીન સમીરે મીઠી લ્હેર કરી કદી જગમાંહી
તારામતી—અવશ્ય કર્મ રેખ હાની ના ટળે જરા,
વૃક્ષા પ્રયત્ન થાય દૈવ જો ન પાધરા અવશ્ય.
કદાપી તે બને તમારી શું મતે તજે.
અચીતએ બને થટો થએ આંકમાં
ગયા પતી તજી વળી સુપુત્રથી છુટી
થતાંજ ખડક ધાયે હું જાગી ઉઠી જવા, અવશ્ય.
રોહીત—શો મનમાં ભય ધારે ? વારે વારે,
શ્રમીત ઉચ્ચારે, દુઃખદ વિચાર,
ભય ધરી ભારે, સ્વપ્ન સંભારે,
તજ દુઃખ મારે પ્રભુ દુઃખ વારે
કરી ભવ તારે, શંક ન લગારે. શો મન૦
સત્ય સમીપ ન દુઃખ કદી આવે,
એ વીચાર ન લગાર કયમ લાવે.
દ્રઢ વિશ્વાસે પાર ઉતારે.
હરીશ્ચંદ્ર—ઓ પ્રીયા રૂદન કરે શાને ? શો મન
શોક ગ્રહણ તુજ ચંદ્ર વદનને ?
લાગી રહ્યું તેમજ મનને. ઓ પ્રીયા૦
શું કારણ તુંજ આનંદ નાઠો ? કલેશ તણું વાદળ છવરાયું

શું દુઃખ છે તે ત્વરીત બતાવો ? દુરકરૂ તુજ મન ચત માત
તારામતી—પ્યારા આણુ કહું શું તમને સ્વપ્ન અશુભ થયું
છે અમને
તેથી તજી છે મેં તો તમને, વાલા મારા હૈયા હાર
સુજતું નથી કંઇ સ્વામી, તેથી સ્વપ્ન હૃદય નાંખે છે ભેદી
હાય ! આણુ વિપત આતે શી ! નાંખી જગદાધાર.
રોહિત—બાળક પણ ક્ષત્રી ખરો.
વીર તત્વમાં નીશદીન રમે, રણુ ભમે, દુઃખ ખમે કયાં ડરો,
કેમ કરી જાયે જીવ કદી જાયે નીજ જનની ધીર ધરીને,
દુઃખ હરીને.
સુખકરીને વાદહરીને ભય હણીને તુચ્છ ગણીને દુઃખ હરીને
જસ લણીને આવું ઝટ રજા કરો. બાળક૦
જયંત—પાપી બન્યા બહુ વેષે ધરી મુની રૂષી આ રામે
દુરગુણ અંતરમાં ભર્યાં ભક્તી નહી મનમાં ગમે.
તજી સત્ય અપાર અવપેણુ કપટના પેટમાં રમે,
તલભાર દીલમાં નહિ દયા તો બની સૌને દમે.

| કાર્તક સ્વામી૦ | જયન્ત. |
|---|---|
| બકે શું નાદાન ! | માં કર ગુમાન. |
| ભલે છે બેભાન ! | તું વિમળ ધર અક્ત |
| નએ સારી રીત ! | તારી તો ખચીત, |
| લે સમજ ચીત ! | તું વિમળ ધર અકલ. |

શાની મારે ફુલ ! કરે છે તું ભુલ.
શું ફાકે છે પુળ ! તું વીમળ ધર અકલ.
આવી જા તું આજ ! જશે તારી લાજ.
આવ યુદ્ધકા ! તું વિમળ ધર અકલ.

કાર્તંક—દુઃખી થશે તું ટંટો મુજ સાથ કરી કરી,
જયંત—નથી જતો હું તારાથી લેશ ડરી.
કાર્તંક—હણીશ તુજને એક સપાટે.
જયંત—કાં ડરાવે મુઢ; તું ટંટો મુજ સાથ કરી
કાર્તંક—સારી તરેહથી ચાખવું ફળ તુજ તોર કેરૂ
જયંત—શાને ડરાવે એટલો શું જોર રાખે છે ઘણેરૂ.
કાર્તંક—મારૂ તુજને આ ઘડી પણ દયાથી છોડું.
જયંત—દીઠા તુજ જેવા બહુ, ફોગટીઆ શીર ફોડુ.
કાર્તંક—પછી અતી પસ્તાશે નકામો.
જયંત—થા અહંકારી દુર–તુ ટંટો હું સાથ કરી,
આકાશધ્વની–જશ સત્ય તણો સહુ સ્થાન વધે,

દુઃખ દુર રહે, સુખ પ્રાપ્ત બને, જશ૦
સ્વ પ્રજાનો પ્રેમ પામી સત્ય ત્યાં રહો વીરામી
ધન્ય ધન્ય એ મહીશ, સદા છે સ્હાય ઇશ.
સુખ પામી જળ મધે, જજે સ્વર્ગે અવધે. જશ૦

હરીશ્ચંદ્ર—કાજ સહુ સફળ થયાં છે મુજ આજ
દર્શન આપ મહાત્માના થયાથી હવે.

મળ્યો ભવ તરવાનો સાજ--કાજ૦
માર્ગ હું ગયો ભુલી, ખરી નજર ખુલી.
ભમી ભટકીને શ્રમથી છેક ગયો છું ડુલી.
દીલ થકી દયા લાવી શુદ્ધ મારગ દો બતાવી.
ભેટવાને મારા મન ઊછાળા નવાજ,
નાગ કન્યા—( પ્રગટ થઇને )
કંઇ આજ્ઞા કરોને ગુરૂજી, કહો આપ મને કેમ સરજી
સરજ્યાનું કરો સાથક પુરૂં પરણાવો જ્યાં મરજી,
પરણાવો નહીં તો સહારો, ધ્યાન ધરોને અરજી.
વિશ્વા—સુર્યવંશીનું રાજ્ય અયોધ્યા આપુ કન્યાદાન.
બ્રહ્મા—ગ્રહણ કરૂં છું હું આનંદે દઇ આપને માન.
નાગ—હવે ખુશી મુજ ચીત થયું સર્વ દુઃખ સમઈ ગયું.
વારાંગના—વ્યાપી છે બહુ ઠામ વીશે આપ યશવેલ ભારે.
ભણે લોક આનંદથી ઉમંગથી પધારે
દેવ પણ નૃત્ય તુમ દરશન કાજે.
ચીત વીષે અતી ઉઠે અભીલાસ ત્યારે
વીર સીરોમણી સતી તણા સાગર
સહુ ગુણ જ્ઞાન ઉચારે,
એક પત્નીવૃત સત્ય ખરો મત
પાર લહે નહીં શેષ લગારે—વ્યાપી
હરીશ્ચંદ્ર-જન સહુને નીજ પુત્ર પ્રમાણે સમજે સચ ચતુર
ત્યાગ કરે નીજ પુત્ર પ્રમાણે સમજે શચ ચતુર

આપે નહીં લક્ષ ખાન પાન રથ રંગ ભોગમાં
જીવ કરે કદી કલેશ ન પ્યારો
પ્રજાતણું દુઃખ સુણતાં દયા ધરી ઉર

વારાંગના–તમ સમ નત નહિં કયાંઇ જોયા,
જન હીત તનમન મોહ્યાં;
નીશદીન સત્ય વીશે મોયાં.
શુભ ધર્મથી મન મળ ધોયા,
આચાર વીશે છો પુરાં, જનહીત કરવામાં સુરા.
અરી સર્વે કર ઘસીને રોયો,
છે વાણી મધુર પ્રીયકારી, મુનીજન ચીત્ત આનંદકારી
છો શુદ્ધ રાજ રીત ભોયા.

પ્રધાન—અધીનાથ કરો શું કૃત્ય આ
બહુ ભાસે છે અત્યારે–અધીનાથ૦
આ કામ ન રૂડું છેકજ ભુંડુ
નથી રાજ્ય યોગ આ મનુષ્ય જરા–અધીનાથ૦

હરીશ્ચંદ્ર–દીધું દાન મીથ્યાં કરે, નીશ્ચે તે અધમાં ઠરે,
ભુપી તેને તે સધરે, તજુ કેમ ટેક;
પશ્ચમે જો ઉગે ભાણુ સાગર કદી તજે આણ
છુટે ન મારૂં પ્રમાણુ એજ નીતી નેક

રોહીત–શું ચીંતા કર મા મુજ ડરથી સાવધતાથી રહે અનુસરની
તજવીજ વૃતી શ્વાસો ભરતી ઉરમાં હામ સદા ધરતી

શીદ રહે છે શોકે ફરતી, શાંત બનીજા પ્રભુ ગુણુ સ્મરતી.
સુત પતી સમીપેર, તું વીચરતી જાણુ થવાનું સુખઆનીરથી
તારામતી—મુગટ હીત આજ મહારાજ જોઇ આપને,
સુખ જઇ દુઃખ વધશે આ તમને,
આપે તેમ સુતનું શું થાય એજ સોક છે,
શાંત તાપ દાન દુઃખ કેમ તે સહે અરે,

હરીશ્ચંદ્ર—કહો કેમ દ્રરમ ગતી ટાળી ટળે,
પ્રભુ અકળ ગતી ન કળાય કળે.
કદી દુખ સમુદાય અગાધ મળે,
રણવીર સુદ્ધ થકી નવ લેશ ચળે

બ્રહ્મચારી—અરે પરી ન અટકીશ ઘેલી,
ધરી ધ્યાન કહ્યું માન મન લહે સાન સાન માન તુકીકીશઠેલી
ઓર દુર, થઇ જા દુર, ક્ષમા તુંથી ચ્હાઉ, છુટો થઈ જાઉ,
મને છોડી જા, ખસ દુર દોડી જા—અરે૦
નાગકન્યા—લગારે પ્યારા પ્રાણેશ વિચાર ના કરો
શોક સમુદ્રમાં મન એ બુડાડે સહુ શોકને પરહરો
ભોગવો વઇભવ વિધવિધ અહીના મુજ પ્રેમ પાઇ પ્રતે અનુસારો
સર્વજ્ઞ મુનીએ કીધો, અનુગ્ર, ધર્મ મતે આચારો વિચારો.
પ્રજાજનો—નૃપ આપ કંઇક વિચાર કરો,
એવા ધુતારાનો ડર મન કાં ધરો—નૃપ
છોકરાંએ—રોહિત વીના તો નહી ગમશે.

૧ છોકરો–તજીને આ રાજ સાથે આવું આજ,
બધા સાથે—છું–હું–રે—હે—વુ—એ—ના—થી—
સર્વે સાથે—ઉજડ ભાસે સંસાર સુખ ન મળે લગાર,
સદા તમારૂં હીત કરીશું,
શાને ગભરાઓ તજી નહી જાઓ
ઉ—આ—રો—જી—અ—મો—ને—
સહુને તજી જાઓ નહી રહોજી અહીં
સુણો અરજી સહુ જનની રાખો મરજી,
સુજ્ઞ રાણી માતા કાંઈ લક્ષમાં ધરો,—નૃપ૦

તારામતી—શું ધરવો મદસુખ સંપતનો રાય રંક એક પળમાં થાય

હતા પૃથ્વીપતી હરીશ્ચંદ્ર તે આજ ભટકવા જાય.
પળ હસતાં પળ રડતાં વીતે જે સંસાર વિષે એ અન્યાય

હરીશ્ચંદ્ર–દુઃખ પ્રાપ્ત થયું અકારણ શી રીતે ટાળ્યું ટળે ?
કર્મની રેખા છે અલોકીક શી રીતે વાળ્યાં વળે,
સર્વનું સુખ વખાતાં હું રીઝતો અતીસે મન,
ભાગ્યમાં લખી આ દશા તો. અન્ય તો કયાંથી મળે,
શેહીત કરો ઉદાશી કાં સુખવાશી ધરી ધાર મન શાંત બતાવો.
સુખ દુખ ગણીને સમાન હરનીશ અધીક હીંમત અંતર લાવો
અન્ય તજ્યાથી શું ફળ મળશે આશા નહી રહે ઉરરે.
એમ વિચારી અન્ન સ્વીકારી, મુજ મન ખુશીથી હરખતું

રાણી અને સખીઓ ગરબો ગાય છે,

સદાય સુખકર અગમ અગોચર શંકરનું સ્મરણ કરવું.
પાપ હરણ ભવ મરણ જગ શરણ રટણ અહોનીશ આદરવું
કેશર ચંદન અક્ષત ગંધે પુજન મન થકી આચરવું
વિશ્વ વિધાતા ભવ જણ ધાતા વેદ વિખ્યાતા
જગ પીતુ માત અગમ્ય જ્ઞાતા તુંજ ગુણ જ્ઞાતા
નહોજ ધરાતા, મહા મનાતા સકળ સુણતા,
અકળ કળાતા સર્વ સમાતા, મુકત મનાતા,
પ્રભુ સચરાચર, ત્રીભોવન ભયહર અકળીત ભવ ધર
જન ભય હરતાં, સુખકારી પ્યારી.
મન ગમનારી અગમ અપારી કૃત ત્યારી—સદાય૦

ગરબો ૨ જો.

બ્હેનો ગાવો શંકર ગુણ પ્રીતેરે ધરો ધ્યાન શુદ્ધ ચીતેરે
રટણ સ્મરણ કરી નીશદીન સેવે, સુખ પામે શુભ રીતેરે,
ભક્તી થકી ભવાબ્ધી તરાયે ગાન ગીતેરે,

તારામતી—ચડતી પડતી તણું ચકરને વાદળ રંગ ગણીયે
હર્ષ શોક ના કરવો તેનો એજ સરળ ઉપાયે
હતી દશા અમારા રૂડી ભોગવીએ આજ હાલત ભુંડી

તારામતી—રાણી છો કૃપાનીધાન પુન્ય આપને સદા
આપ વચનથી અતરે ધીરજ થાય અધીક
પણ સુતને તજી સર્વથી રહેવું આ ન ઠીક

શણી—મનમાં ચીંતા છે ધરી વન ભટકો છો કેમ,
દેવુ સઘળુ હું ભરૂ રાખુ અહીયાં ક્ષેમ,
આલવ—અન્યતણું ધન ના ગ્રહું શું સમજો છો, મન,
સત્યવાદી જો હોય તો, આપ એકલો ધન,
હુ મુજ પાસથી જો દેવું કર અદા
હરીશ્ચંદ્ર—અખી સૃષ્ટિ કેરા શરણુ ચરણે નિત્ય નમું.
હરે કષ્ટો સોના શરણાગત દુઃખે કયમ ભમુ.
નમી રસ્તો બીજો દુઃખ નીવારવા આ નભ સમુ
સદા ભાતા ધાતા દુઃખ સહુ હરો હોંસથી રમું.
આલવ—અરે ઓ લુચ્ચા પાપી કપટ પેટમાં ખેલ કરતાં
કદી તું જેવાને હરીહર રહે હાથ ધરતાં
પછી જ્ઞાન દાતા કયમ રહી શકે હામ ભરતાં,
કરી લોક કયાંથી સુખ જગ માંહી વીચરતા,
તારામતી—પ્રીતમ મુજને વેચે પ્રીતે મમતા પ્રેમધરો ન ચીતે
ત્યાગ કરો મનથી દ્રઢ રીતે ભાગ્ય લખ્યુ તે થાય અચીતે
વીખુટા પડવું નહીં છુટેરે, જ્યી ભાગ્ય દેવ અતી રૂઠેરે,
વહાલા એ વન સમાન દેવ વીપરીતે,
હરીચંદ્ર—સૌ નગરીના બન તમે શ્રવણુ ધરો આ,
વેચું પ્રીયા મુજ તણી ધનથી ગ્રહો આ
છે શુદ્ધ નારી સતીએ મુજ પ્રાણુ પ્યારી,
સાખો થશે તેમને ગૃહ કૃત્ય કરનારી.

હરીશ્ચંદ્ર—દુખ ખમવું નીશદીન સુજતું નથી કાંઇરે.

સુખ સંકટ સર્વે ગયા જર જમીનનું જોર
સુત નારી વીખુટા પડયાં રહયો ન સુખ અંકેશ—દુખ
અસહત દુખથી અંતરે જાગ્યો અબળ અતસશુ,
ધારૂ ધીરજ કયાં જઈ અધીક મુંઝાઉં ઇશ
પ્યારી પ્રાણ થકી નજી, સુખ દુખ મા વીશ્રામ,
હવે મળે શું મને, મેળવનારો સ્યામ—દુખ૦

રોહીત—રે થઇ અમારી આ સ્થીતિ અતી ભુંડી.
દુખ શામટા ધડયા, સુખો ગયા ઉડીરે થઇ૦
સત્ય ટેક રાખી કલેશમાં ગયા બુડી.
પુર્ણ ભક્તી રાખી પ્રભુ અંતરે ઉંડી.
તે છતાં પ્રભુ ન આંખ તુંજ ઉઘડી.—રે થઇ૦

તારામતી—હ્રદય ધડકે શું કામ આ અતી દુઃખ સુચવે
કરને નયનને કંપે લેશે કરૂ નીસ્ચે અચીંતજ સંભવે
કળ ન મનને લાગે લેશે કરૂ કયમ હું હવે
સહન કરતાં કષ્ટો આવાં, ચીત ચીતવે.

રોહિત-સુખદા પ્રાણનો કયાં ગયો અરે,
તજી મને અહીં, એકલો ખરે,
અહું હું દુઃખ આ શી રીતે ખમું
તુજ વીના સુખે કયાં જઇ રમું
સહન ના કરે માત માહરી,

જરૂર તે દશા વક્ર આ આ ફરી
કળ મીત્ર આ શોકરે કરે,
તજી ગયો અહુ, સર્વ આખરે

તારામતી—સુજતુ નથી આ સમે કંઇ ધાય છે ખાવા ધરા
ધીર તે શી પેર ધરૂં, અંગ સૌ ધબકે ખરા.
સંધ્યા સમે થયો ત્યમરાય સમત્યથી રચ્યું.
મીત્ર સાથે બાળ આવ્યો નહી આતે શું થયું.
અંતર ઉચાટ અધીરો, જીવ ભ્રમણમાં ભમે.
અતીશે ફડકે અંગ તતક્ષણ, કેમ મનનેરે ગમે.

કાશીના રાજાનો કુંવર—
સર્વ રીત ગુણ કુળમન સરખાં, આવે ત્યારે મીત્ર બને
તેજ બને સૌ કામ સુખદયે, સમજે સાકો આપ મને
ફરે કહી સંકોચ કદાપી, તનમનધન સુખ તુચ્છ ગમે.
શુદ્ધ મને પ્રિતી ધરનારો, રાજ પુત્ર વ્હાલો સુજને;
શુ તે માટે શોક કરૂ તે લાયક નવ લાગે તુજને,

મહારાજ—નીજ હાય વીશે બાળક લઇને,
હોસ થકી સુખ ચુંબનને દઇને
મીઠું મીઠું ગાય હસી દુર જાય.
બાળ સ્વભાવે હરષીત થઇને,
પ્રેમ થકી નીજ ઉર વળગાડે,
જનની આનંદીત બની જઇને

દાસીઓ–લાડકડા બાળકડા પોઢો, આનંદ મારા પ્યારાબાળ
ઉંગી જાઓ અતી ઉમંગે હોંસે ધરી મુજ લાલ,
નીંદ્રાએ સૌકાને ઘેરયો, પશુ પક્ષી જળ જંત;
શાંત થયું છે સર્વે ચરાચર, બન્યું જગત નીશ્ચિંત.
દીવસે કીધેલા શ્રમ ટાળવી, હવે સુખીયારારે.
તારામતી–છોડી નહો અવાર કરી રોતી મને,
હવે ક્યાં દેખું તને
ધરાવતો મને તુ ધીર, નાનકડો છતે;
ગયો વીસારી મુકી સાથે સુખતે
પતી વીયોગ ન જાણુતી મુજ સમીપમાં
આજ તુજ ગયાથી પામુ પુરણ દુખને
તારામતી—નાથરે દેખું છું એ શું ખરૂરે
હ્રદય બળેછે પુત્રે વીયોગે આવું દેખી શું કરૂરે નાથરે
નીરખી તમારી સ્થીતી આ વહાલા તન મન ત્યાગ કરૂરેના
તારામતી—મુજ પુત્ર સમ દીસે રૂપ તારૂરે,
સકળ સુત ન કરશું કાળે દુખીયારૂરે મુજ
કેમ સર્વ તુજ વીયોગ કરશે સમજી કૃત્ય આ ભાળું
અપ્સરાઓ–જરા તુજ વચનો જગ માંહી એક સત્ય ટેક
તજ્યા સુખના સમાજ સત્ય માટે મુકી લાજ
હઠયો નહી કાંઇ તુજ૦
એક ટેક તારી, પાની નીતે ધરી પાછી
શંભુ રહયા છે તુંથી રાચી થશે સુખદાઇ તુંજ૦

સમાપ્ત.